ૐ

# વાલાર્ક જ્ઞાતિની ઉત્પત્તિ ને આધુનીક વસ્તી.



પ્રકાશક,

જેઠી સોમેશ્વર દ્વારકાંદાસ.

કપડવંજવાળા, હાલ મુંબઈ.

ॐ

# બાલાર્ક જ્ઞાતીની ઉત્પત્તિ ને આધુનીક વસ્તી.


છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**જોશી સોમેશ્વર દ્વારકાંદાસ કપડવંજવાળા.**

જ્યોતિષ કલ્પતરુ બનાવનાર તથા જાતક પારિજાત અને અન્ય
વિષય સહીત મુહૂર્ત માર્તંડનું ભાષાન્તર કરનાર,

**ભાઇ જીવણજી લેન, ઠાકુરદ્વાર રોડ-મુંબઇ.**



આવૃત્તિ ૧ લી.. પ્રત ૧૦૦૦.

**અમદાવાદ.**

શ્રી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

૧૯૭૫. શાકે ૧૮૪૧. સને ૧૯૧૯.

**કિંમત મફત.**

# અનુક્રમણિકા.

| પત્ર. | વિષય. |
|---|---|
| ૧ થી ૨૯ | જ્ઞાતિની ઉત્પત્તિ. |
| ૩૦ થી ૬૯ | જ્ઞાતિની આધુનીક વસ્તી. |
| ૭૦ થી ૭૬ | જ્ઞાતિનાં ગોત્રો, ગોત્રાચાર, જનોઈ બનાવવાની વિધી નિત્યકર્મ બાબત. |
| ૭૭ થી ૭૯ | જ્ઞાતિના આધસ્થલ વરાપનું વર્ણન. |

# અર્પણ પત્રિકા.

વેહાધીકારી પૂજ્યપાદ અને હૃદયથી પૂર્ણ આનંદ આપનારી મારી જ્ઞાતી સમસ્તને!

પ્રાણી માત્ર અનેક પ્રકારના રૂણથી બંધાયેલું હોય છે, દરેક પ્રાણી કરતાં મનુષ્યોને વિશેષ રૂણ બદ્ધ રહેવું પડે છે, તે રૂણ અનેક પ્રકારનાં હોય છે, તે બધાં રૂણોમાંનું જ્ઞાતીરૂણ પણ મનુષ્યને હોય છે? તો જ્ઞાતીમાંથી કન્યાની લેવડદેવડ, જ્ઞાતિના પિતા-માતા, સહોદરો, એજ જ્ઞાતીમાં જન્મથી મરણ તેમાં એવી અનેક મદદોનું મળવું, વિદ્યાભ્યાસાદિ શિક્ષણ વગેરેની પ્રાપ્તિ એટલુંજ નહિ પણ એથી અગાધ ઉપકારો કરનારી મારી આ જ્ઞાતીનું હૃદયમાં ચિન્તવન કરીને આ લઘુ પુસ્તક હું જ્ઞાતીના સેવક તરીકેની ભાવના રાખી, જો કે જ્ઞાતીયે કરેલા ઉપકારનો બદલો વાળી શકાતો નથી. છતાં જે કંઈ આ કૃત્યથી અનેક ઉપકારમાં થોડાનો પણ બદલો વળાય. એ હેતુથી આ પુસ્તક શુદ્ધ હૃદયથી નિર્લોભે સર્વ જ્ઞાતી બંધુઓને સપ્રેમ સમર્પણ કરૂં છું.

લી. હું છું જ્ઞાતીનો સેવક,

વૈશાખ સુદી ૧૫ ગુરૂવાર.
સંવત ૧૯૭૫.

ભટ્ટ-સોમેશ્વર દ્વારકાંદાસ-જોષી.

# પ્રસ્તાવના.

દરેક કાળમાં, દરેક દેશમાં, દરેક જીલ્લામાં દરેક તાલુકામાં યાતો દરેક ગામડાઓમાં, એટલુંજ નહિ પરન્તુ દરેક ઘરમાં, કાળ બલના પ્રભાવથી કંઇને કંઈ ફેરફાર અવશ્ય થયો છે, થાય છે, અને થશે, એ એક ઇશ્વિરી ચોક્કસ નીયમ છે, પછી તે ફેરફાર લાભમાં હોય, અગર નુકશાનમાં હોય. ચડતીનો હોય, કે પડતીનો હોય. પણ ફેરફાર તો હોવો જ જોઇએ, એ નિશ્ચય છે, એવા કાલ બલના પ્રભાવથી હિન્દુસ્થાનમાં, મુંબઇ ઇલાકાના ગુજરાત વિભાગમાં તેમાં મુખ્યત્વે ખેડાજીલ્લામાં, યાને કંઇક મેવાડમાં વસ્તી આપણી વડોદરા જ્ઞાતીની પણ અધોગતી કે ઉન્નતીનો ફેરફાર કંઇ પણ થવો જોઇએ, એ પણ નક્કી છે, ત્યારે શું અધોગતિ રૂપ ફેરફાર થવાનો છે. ના તેમ કહેવાને બીલકુલ કારણ નથી. કેમકે સમસ્ત જ્ઞાતીનું મુખ્ય નગર વરાધ ભાગતાં, તેમાંથી જ્ઞાતીનું છિન્ન ભિન્ન થયા પછી અદ્યાપી પર્યંત જ્ઞાતીનો ભાગ્યોદય, હું તો શું પણ જ્ઞાતીમાંનો કોઇ પણ લાયક કે વિદ્વાન પુરૂષ કહિ શકતો નથી. કે લખેલા વખતથી આજ સુધીના સમયમાં બાલાર્ક જ્ઞાતી સુધારાના શીખર ઉપર કોઇ પણ વખતે હતી; એ કહેવું તદ્દન અશક્ય છે. અને દુઃખના ડુંગરો તળે દટાયેલી, અનેક આફત્તીઓમાં કચડાયલી દરેક હિન્દુ કોમના ઉચ્ચ જ્ઞાતીઓ કરતાં પછાત પડેલી કેળવણી રહિત ધંધાનાં સારાં સાધન વિનાની, જ્યાં ત્યાં માન ગુમાવતી, અને દાસત્વ સ્વીકારતી, એ પ્રમાણે સદ્ બુદ્ધીનો તેટલામાંજ સમાવેશ કરનારી, એટલું તો શું, પણ તેથી એ અધમ કર્મો કરવા છતાં ઉદર પોષણનો નિર્વાહ સંતોષથી નહિ કરી શકનારી, આ જ્ઞાતી અનેક વિટંબણામાંથી હજુ સુધી પસાર થઈ, અને થાય છે એટલે અધોગતીતો તેની છે. પરન્તુ ઉન્નતી નથી. તો કદાચ આ ઉત્તમ જ્ઞાતી કે જે સૂર્ય જેવા ઉત્તમ પિતાથી ઉત્પન્ન થયેલી છે. અને જે કાર્યમાં પડે તે કાર્ય સારી રીતે પાર પાડનારી, નીડર, હીમતવાન, દરેકના મનને રંજન કરનારી, સામાની મન શક્તિને પારખનારી, એવી સતેજ બુદ્ધી વાળી આજ્ઞાતી જો બુદ્ધી બળનો સદ્ ઉપયોગ કરે તો તે પરમ કૃપાલુ પરમાત્માની અકળીત કળા આપણને ઉન્નતીના માર્ગપર લાવ્યા વિના રહેશે નહી, હાલમાં તેના પ્રાતઃકાળના દર્શનરૂપી કદિ નહિ બની શકે, એવા સંજોગો છતાં પણ અહેમદાવાદ મુકામે જ્ઞાતીની કોનફરન્સ ભરાઇ, કંઇ શુભ ચિન્હ દર્શાવ્યું છે, છતાં તે પ્રાતઃકાળ નહિ. પણ પાછળથી તે

કોન્ફરન્સ બંધ પડવાથી કદાચ રાત્રિના ચાર વાગ્યાના વખતની ઘોર નિદ્રામાંથી કંઈ જાગ્રત થતી હોય, તેવા ભણકારા કંઈક શરૂ થઇ અચકાઇ ગયા છે, પરન્તુ પરમાત્મા જ્યારે જે વ્યક્તીની ઉન્નતી કરવા ઇચ્છે છે, ત્યારે તેને ઉન્નતી પર લાવવા જોઇતું આત્મબળ તે વ્યક્તિને આપે છે, તેથી હું માનું છું કે તેજ પ્રભુ આ કાર્યની ચળવળ મારી પાસે કરાવે છે, તેનું સારૂં યાતો માઠું ફલ કેવું આવશે, તે મારી કલ્પનાની બહાર છે, પરન્તુ આ મારી જ્ઞાતીનો અભ્યુદય થાય તેમ હું શુદ્ધ હૃદયથી ઇચ્છું છું.

## આ કાર્યમાં મદદ કરનારા જ્ઞાતી બંધુઓનો ઉપકાર.

વિશેષમાં મારે જણાવવું જોઇએ કે મારા **નાનાભાઈ ત્રીભોવન દ્વારકાદાસે**–આશરે સંવત ૧૯૭૧ માં આપણી જ્ઞાતી કયા કયા ગામમાં અને કેટલી હશે? તે સંબંધી મારી સાથે વાત નીકળતાં વસ્તીની ગણત્રી થાય તો ઠીક, એમ વિચાર જણાવ્યો હતો. અને મેં જ્યારે તે કામ કરવું કે કેમ? તે પુછતાં મને કહ્યું કે આપણી ફરજ છે કે જ્ઞાતીના માટે કંઈ પણ બને તેટલું કરવું જોઇએ, એ પ્રમાણે મારા ભાઈના કહેલા ઉદ્ગારો મેં ધ્યાનમાં રાખ્યા હતા, તે પછી મહેમદાવાદના મરહુમ ડોકતર–**હરીલાલ મોતીરામ** હાથીજણ વાળાયે મુંબઇમાં મને ફરીથી એજ સુચના કરી હતી, ત્યારે મારો વસ્તિ પત્રક છપાવાનો દૃઢ નિશ્ચય થયો. ને મેવાડમાં વસતી આપણી વડાદરા જ્ઞાતીનું વસ્તિ પત્રક તૈયાર કરવાને જો કે ઘણી અગવડ પડી. છતાં મારા ભાઇએ મેવાડમાં જઇ મને પુરતી સગવડ કરી આપી એટલુંજ નહિ પણ છાપખાનામાં છપાવતાં અમદાવાદમાં રહી, પ્રથમ નીકળેલાં પ્રુફો તપાસી પોતાની મારા તરફની અપૂર્વ લાગણી, અને જ્ઞાતી ઉપરનો સ્પષ્ટ પ્રેમ બતાવી આપ્યો છે.

એજ પ્રમાણે–કપડવંજનીવાશી–**મણીશંકર પુરૂષોત્તમ ભટ**–જેઓએ શરૂઆતથી વસ્તીપત્રક બનાવવા માટે નવે ગામોમાં પત્રવ્યવહાર કરી સવળાતા કરી આપી એટલુંજ નહિ પણ ડાકોરની વસ્તીનું લીષ્ટ ખાસ એમનીજ મદદથી તૈયાર કર્યું હતું.

તેમજ કઠલાલના રહીશ રા. રા. **વકીલ પુંજાભાઇ સોમેશ્વર ભાઇએ** પ્રસ્તાવના, અર્પણપત્રિકા, વિગેરે મુંબઇથી ખેડે લઈ વાંચી સુધારો કર્યો હતો. એટલુંજ નહિ પણ બાલોપાખ્યાન પોતેજ વાંચી જલદી છપાવા આગ્રહ કર્યો હતો, તેમજવળી એક પંચાંગમાં બાલોપાખ્યાનની જૂજ હકીકત પોતે વાંચી હતી, તે પણ મારા ઉપર મોકલી હતી. ને આ કામમાં તેઓએ પૂરતી મદદ આપી હતી.

તેમજ દરેક ગામોનાં આવેલાં વસ્તિ પત્રકોની ભુલ સુધારી ઓડરમાં એક પછી એક મુકી નવેસરથી વસ્તિપત્રક બનાવી તૈયાર કરવાને **મહેમદાવાદના** રહીશ **પંડયા પરભુલાલ મોતીરામે** વસ્તીપત્રક વિગેરે સુધારવામાં કેટલોક શ્રમ લઈ પૂર્ણ પ્રેમથી જ્ઞાતીની સેવા બજાવી છે.

અને સરસવણી નિવાસી **જોષી છોટાલાલ રૂખદેવ કવી** પાસે સંસ્કૃતમાં બાલોપાખ્યાન હતું તે હમોએ પત્રદ્વારાએ મંગાવ્યાથી તેઓએ ખુશીથી મોકલી આપ્યું હતું.

તેમજ કઠલાલ નિવાસી **જોષી કેશવલાલભાઈ રણછોડભાઇ માસ્તર,** કે જેમણે આ બાબતમાં અમોને સારો ઉત્સાહ બતાવ્યો હતો. અને તેમણે કવિતારૂપે બનાવેલું બાલોપાખ્યાન હમોને ઉતારી લેવા આપ્યું હતું, પરન્તુ હમોએ બાલોપાખ્યાનનો શ્લોક સહિત ગુજરાતી તરજૂમો આપવાથી તે કવિતારૂપે અત્રે દાખલ કર્યું નથી. માટે જેઓને તે કવિતારૂપે જાણવાની જરૂર હોય. તેઓએ **કેશવલાલભાઇને** મળી પોતાની ઇચ્છા પુરી કરવી.

મહેમદાવાદનું વસ્તિપત્રક તૈયાર કરવા માટે ત્યાંની પાઠશાળાના અધ્યાપક **શાસ્ત્રી નટવરલાલ ત્રીભોવને** વસ્તિપત્રક બનાવીને અમોને પહોંચાડતાં ઘણી મહેનત લીધી છે. પરન્તુ દીલગીર છું કે રાજેશ્રી નવટરલાલ આ વસ્તિપત્રક છપાઇ બહાર પડે તે જોવાને ઉત્સુક હોવા છતાં. તે પૂર્વે કૈલાસ વાસી થયા. એ વિશેષ ખેદકારક છે.

કઠલાલ નિવાસી—**વ્યાસ ચુનીલાલ ભુલાભાઇ** કે જેમણે કઠલાલ ગામનું વસ્તિપત્રક તૈયાર કરવાને ઘણી મહેનત લીધી છે. પરંતુ ખેદકારક એજ કે તેઓ પણ કૈલાશવાશી થયા છે.

તેમજ સરસવણીના વસ્તીપત્રક માટે કાળજીથી **ભટ શીવશંકર ગવરીશંકર, ભટ જેઠાલાલ દાજી, પંડયા છોટાલાલ ત્રીકમ,** વગેરે અન્ય જ્ઞાતી બંધુઓએ ઘણાજ ઉત્સાહથી મદદ કરી છે.

વડથલ ગામના વસ્તિપત્રક માટે સરસવણીના રહિશ **વ્યાસ ગોકળ ઇશ્વરે** ત્યાં જઈ જાતેજ વસ્તિપત્રકનું લીષ્ટ તૈયાર કરી મોકલ્યું છે. તેમજ હાથીજણ-પીહીજ-વિગેરેનાં વસ્તીપત્રક પણ ત્યાંના આગેવાન ગૃહસ્થોએ તૈયાર કરી મોકલ્યાં છે.

ઉપર મુજબ જે જે જ્ઞાતી બંધુઓએ જે જે મને આ કામમાં સાહ્યતા આપી છે, તે અને જેઓનાં નામો અત્રે આપેલાં છે. તેમજ જેઓનાં નામો

આપવાને રહી ગયાં હોય તે સરવેનો હું ખરા અંતઃકરણ પૂર્વક આભાર **માનું છું.**

વિશેષ મારે જણાવવું જોઇએ કે અત્રે દાખલ કરેલું વડાદરા જ્ઞાતીનું વસ્તીપત્રક સંવત ૧૯૭૨ની સાલમાં તૈયાર કર્યું હતું. પરન્તુ કેટલીક ઘર ખાનગી અડચણોને લીધે, અને હાલની લડાઈના સબબે કાગળો અને છપાઇ વિગેરેની મોઘવારી થવાથી છપાવી તૈયાર કરવાને બન્યું નહિ. છતાં કાગળો અને છપાઈ વિગેરે લડાઈ ચાલુ રહેવાથી સસ્તું થવાનો સમય આવ્યોજ નહિ જેથી આખરે કાગળની મોંઘવારી હોવા છતાં આ વસ્તિપત્રક છપાવવાને શરૂઆત કરવી પડી, તેથી સંવત ૧૯૭૨ની સાલ પછી છપાતા સુધીના વખતમાં કેટલાંક માણસોનાં મરણ થયાં છે તેમાંથી જૂજ ખબર અમોને પડી છે. તેઓના નામ આગળ ચોકડી (+) રિમાર્કમાં અથવા નામ ઉપર કરેલી છે, એટલે સંવત ૧૯૭૨ પછી અને વસ્તિપત્રક છપાતા પહેલાં તે માણસો મર્ણ પામ્યાં છે, એમ જાણવું, તેમાં આશરે એંસીથી સો માણસનો ઘટાડો થયો છે. સંવત ૧૯૭૩ અને ૭૪ માં ચાલેલા પ્લેગને લીધે મહેમદાવાદમાં ચાલી. શથી ૫૦ માણસની નુકશાની થઇ હોય એમ જણાય છે. તેમજ સંવત ૧૯૭૨ પછી કેટલાંક જન્મેલાં છે. તેની નોંધ અત્રે આપી નથી. સરસવણીના વસ્તી-વસ્તીપત્રકમાં વ્યાસ છોટાલાલ ઞીતમરામના નામ આગળ × ચોકડી કરેલી છે અને તેમને છોકરો છે. એ ભૂલથી લખેલું છે. **इत्यलम्.**

લી.

સંવત ૧૯૭૫,
વૈશાખ સુદ ૧૫ ગુરૂવાર.

**જોશી સોમેશ્વર દ્વારકાંદાસ.**



॥ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥

# વડાદ્રા (બાલાર્ક બ્રાહ્મણ જ્ઞાતિ) ની ઉત્પત્તિ.

## વિષય ૧ લો.

॥ अथ बालोपाख्यान प्रारंभः ॥

श्री शौनक उवाच—

सूत माहात्म्य मुदितं साभ्रमत्यास्त्वयाऽनघ ॥
बालापुरमिहप्रोक्तं विस्तरेण वदस्वनः ॥ १ ॥

**ભાવાર્થ**—શ્રીયુત મહર્ષિ શૌનક બોલ્યા–હે સુતપુરાણી, આપે **સાબરમતી નદીનું** માહાત્મ્ય કહ્યું. પરંતુ તેમાં **બાલાપુર** જે કહ્યું તે અમોને વિસ્તારથી કહો. ૧

सूतउवाच—

तीर्थानां परमं तीर्थं साभ्रमत्यास्तटे स्मृतम् ॥
बालापुरमितिख्यातं भुक्ति मुक्ति प्रदायकम् ॥ २ ॥

**ભાવાર્થ**—સુતપુરાણી કહે છે–સાબરમતીના કિનારે તીર્થોમાં શ્રેષ્ઠ એવું તે **બાલાપુર** નામનું તીર્થ છે. તે તીર્થ આ લોકમાં વૈભવ, અને પરલોકમાં મોક્ષ આપનાર છે. ૨

तपस्विसिद्धमुनिभिर्विबुधैः सेवितं परम् ॥
सूर्यक्षेत्रं प्रसिद्धंतु जातं तद्द्वापरे युगे ॥ ३ ॥

**ભાવાર્થ**—સિદ્ધ મુની અને દેવોએ સેવાએલું, અને **સૂર્યક્ષેત્ર** નામથી પ્રસિદ્ધિ પામેલું, તે ક્ષેત્ર દ્વાપર યુગમાં થયું છે. ૩

**वेत्रवत्यास्तटे पूर्वमुत्कंठेश्वर सन्निधौ ॥**
**जाबालिस्तु तपस्तेपे वर्षाणां च शतंनव ॥ ४ ॥**

**ભાવાર્થ—વેત્રવતી** ( વાત્રક )ના કિનારા ઉપર **ઉત્કંઠેશ્વર મહાદેવની** સન્મુખ, જાબાલિ (**કણ્વ**) મુનિએ નવસો વરસ સુધી પહેલાં તપ કર્યું હતું. ૪

**तस्य भार्या सदाचारा कौशिकी नामतो द्विजाः ॥**
**पतिव्रता प्रिया भर्तुर्वन्हिशुश्रूषणे रता ॥ ५ ॥**

**ભાવાર્થ**—તે જાબાલિ ઋષિનાં પત્ની પવિત્ર આચરણવાળાં સ્વામીને પ્રિય, પતિવ્રતા, અગ્નિહોત્રાદિની સેવા કરવામાં તત્પર, એવાં **કૌશિકી** નામનાં હતાં. ૫

**केनचिदथकालेन गर्भं सादधती शुभम् ॥**
**तस्याः पुंसवनंकर्म जाबालिः कृतवांस्तदा ॥ ६ ॥**

**ભાવાર્થ**—ત્યાર બાદ કેટલાક સમયે **કૌશિકીએ** ગર્ભ ધારણ કર્યો. ત્યારે **જાબાલિએ** પુંસવન સંસ્કાર કર્યો. ૬

**सुषुवे तनयां सा च शुभलग्ने शुभोदये ॥**
**प्रसन्नश्च मुनिश्रेष्ठो जातकर्म चकारसः ॥ ७ ॥**

**ભાવાર્થ**—શુભ લગ્નમાં અને ઉચ્ચના ગ્રહો થયા ત્યારે **કૌશિકીએ** કન્યાને જન્મ આપ્યો. તે જન્મ સમયે **જાબાલિ** મુનિ પ્રસન્ન થયા. અને તે કન્યાને જાતકર્મ સંસ્કાર કર્યો. ૭

**दिने दिने वर्द्धमाना शुक्लपक्षे शशी यथा ॥**
**बाला इत्येव तन्नाम कृतंहि भृगुनन्दन ॥ ८ ॥**

**ભાવાર્થ**—હે **શૌનકમુનિ**, તે કન્યા અજવાળીઆના ચંદ્રમાની માફક પ્રતિદિન મોટી થવા લાગી, અને તેનું નામ **બાલા** એ પ્રમાણે રાખ્યું. ૮

**सा कन्या लक्षणैर्युक्ता सुरूपा सुमनोहरा ॥**
**जाता पंचाब्दिका सा च माताऽस्या निधनं गता ॥ ९ ॥**

**ભાવાર્થ**—સારાં લક્ષણવાળી સ્વરૂપવાન અને મનોહર એવી તે કન્યા જ્યારે પાંચ વર્ષની થઇ ત્યારે તેની માતા મરણ પામી. ૯

जाबालिर्दुहितां बालां लालयन् पोषयन् फलैः ॥
शाकैश्च विविधान्नैश्च प्रेम्णा पुत्रीममातृकाम् ॥ १० ॥

**ભાવાર્થ**—જાબાલિ મુનિયે મા વિનાની તે બાળાને ફળો અને નાના પ્રકારના ભોજનો વડે પાલણુ પોષણુ કરવા માંડ્યું. ૧૦

प्राप्ते चैवाष्टमे वर्षे चिन्तयामास तत्पिता ॥
कस्मै देया मया कन्या माद्रे व्रजतुचसा ॥ ११ ॥

**ભાવાર્થ**—જ્યારે આઠ વર્ષની કન્યા થઇ ત્યારે પિતાને ચિંતા થવા લાગી કે આ કન્યા મારે કોને આપવી અને તે દૂર ન જાય તો બહુ સારૂં. ૧૧

एकात्मजा यदा गच्छेन्न प्राणान्धारयाम्यहम् ॥
एवं चिन्तयतस्तस्य गतं वर्षत्रयं ततः ॥ १२ ॥

**ભાવાર્થ**—મારે એકજ કન્યા છે તે જો જાય તો હું શી રીતે પ્રાણુ ધારણુ કરી શકું, એ પ્રમાણે વિચાર કરતાં ત્રણુ વર્ષ વીતી ગયાં. ૧૨

साज्ञात्वा स्वविवाहंच पितरं वाक्यमब्रवीत् ॥
गतत्रपा साचबाला रूपेणा प्रतिमा भुवि ॥ १३ ॥

**ભાવર્થ**—તે કન્યાને પોતાના વિવાહ સંબંધી ખબર પડી ત્યારે શરમ છોડી દમ્નને અધિક રૂપવતી તે કન્યા પોતાના પિતાને કહેવા લાગી. ૧૩

बालोवाच—

को विचारश्च संजातो मम वैवाहिकः पितः ॥
न वृणेऽहं द्विजश्रेष्ठान्नदेवान् नान्य मानुषान् ॥ १४ ॥
भर्तामे भास्करो भूयादितिमे निश्चिता मतिः ॥
नान्यं वृणेऽहं भोतात कुमारी ब्रह्मचारिणी ॥ १५ ॥

**ભાવાર્થ**—બાળા બોલી-હે, પિતાજી મારા વિવાહ સંબંધી આપને શો વિચાર થયો છે. હું સારા બ્રાહ્મણો દેવો કે બીજા મનુષ્યોને પરણુવાની નથી. ૧૪

કારણુ કે સૂર્ય મારો પતિ થાય એવો મેં નિશ્ચય કરેલો છે. માટે હે પિતાજી હું કુંવારી બ્રહ્મચારિણી રહીશ પરંતુ સૂર્ય શિવાય બીજાને પરણુવાની નથી. ૧૫.

सूतउवाच—

तस्यास्तद्वचनं श्रुत्वा जाबालिरुपहास्य च ॥
प्रोवाचेदं बचः पुत्रीं गद्गदाक्षरसंयुतम् ॥ १६ ॥

**ભાવાર્થ**—સૂત કહે છે-બાલાનું આ પ્રમાણે વચન સાંભળીને હાસ્યયુક્ત ગદગદ વચનથી **જાબાલિઋષિ** કહેવા લાગ્યા. ૧૬

**वृथा मनोरथोयस्ते शृणु पुत्रियथा तथम् ॥**
**याद्दशी यस्य जातिः स्यात्सम्बन्धस्तत्र ताद्दशः ॥१७॥**

**ભાવર્થ**—હે, **પુત્રિ** તારી ઇચ્છા નિષ્ફલ છે. કારણ કે જેની જે જાતિ હોય તેનો તેજ જાતિમાં સબંધ થાય. ૧૭

**द्विजानां द्विजमध्यतु पन्नगाश्चोरगेषु च ॥**
**देवानां देवमध्ये च विवाहः संप्रकीर्तितः ॥ १८ ॥**

**ભાવાર્થ**—બ્રાહ્મણોનો બ્રાહ્મણ સાથે, સર્પોનો સર્પ જાતિમાં અને દેવોનો દેવો સાથે વિવાહ થઇ શકે છે. ૧૮

**भास्करो देवलोकेतु वयं मर्त्ये च मानवाः ॥**
**कथं संजायते पुत्रि नोत्तमाधमयोः क्वचित् ॥ १९ ॥**

**ભાવાર્થ**—હે પુત્રિ સૂર્યનારાયણ દેવલોકમાં છે અને આપણે મૃત્યુ લોકમાં મનુષ્ય જાતિનાં છીએ અને ઉત્તમ જાતિનો અધમ જાતિ સાથે સબંધ કેવી રીતે થઇ શકે? ૧૯

**यदा वश्यो भवेद्देवस्तपसा नियमेन च ॥**
**तदा विवाहोजायेत नान्यथा चिन्तितं तव ॥ २० ॥**

**ભાવાર્થ**—જ્યારે તપશ્ચર્યા કે નિયમથી દેવ વશ્ય થાય. ત્યારેજ વિવાહ થઇ શકે નહિ તો તારો વિચાર ફોગટ છે. ૨૦

**जावालेर्वाक्यमाकर्ण्यप्रोचे बाला तपस्विनी ॥**
**मंत्रं प्रदेहिमेतात भास्कराराधनं विधिम् ॥ २१ ॥**

**ભાવાર્થ**—ઉપર પ્રમાણે **જાબાલિનું** વચન સાંભળીને તપ કરવાની ઇચ્છાથી **બાલા** બોલી કે હે **પિતાજી** મને સૂર્યનો મંત્ર અને આરાધન કરવાનો વિધિ બતાવો. ૨૧

**करिष्याम्यहमेकान्ते नियमेन द्दढेन च ॥**
**यावत्तुष्यति मार्तण्डः कर्तव्यंतावद्देवहि ॥ २२ ॥**

**ભાવાર્થ**—હું જ્યાંસુધી સૂર્ય પ્રસન્ન થશે. ત્યાંસુધી દૃઢ નિયમ રાખી એકાગ્ર ધ્યાનથી એકાન્ત સ્થલમાં આરાધન કરીશ. ૨૨

न प्रसन्नो भवेत्तात देहं संतापयाम्यहम् ॥
न वृणेऽहं मुनिंकंचिदितिमे निश्चयोहृदि ॥ २३ ॥

**ભાવાર્થ**—હે, પિતાજી જ્યાંસુધી સૂર્ય પ્રસન્ન નહિ થાય ત્યાંસુધી મારા શરીરને ઘણું કષ્ટ આપીશ. પરંતુ કોઇ પણ મુનિને પરણીશ નહિ. એ પ્રમાણે મેં મારા મન સાથે નિશ્ચય કરેલો છે. ૨૩

तस्यास्तु निश्चयंदृष्ट्वा जाबालिर्मुनिसत्तमः ॥
प्रोवाच मंत्रान्निखिलान् भास्करस्य विधिक्रमात् ॥ २४ ॥

**ભાવાર્થ**—આ પ્રમાણે બાલાનો આગ્રહ જોઇને **જાબાલિ** મહર્ષિએ સૂર્યનો મંત્ર અને બરોબર વિધિ કહ્યો. ૨૪

श्रृणु पुत्रि प्रवक्ष्यामि भास्कराराधनं विधिम् ॥
स्नात्वात्रिकालं तीर्थादौ धौतवस्त्रं पिधाय च ॥ २५ ॥
कुशासनं परिशोध्य भूतशुद्धिं विधाय च ॥
आदित्यहृदयं जप्त्वा षडंगं न्यासमाचरेत् ॥ २६ ॥

**ભાવાર્થ**—હે પુત્રિ! તને સૂર્યના આરાધનનો વિધિ કહું છું તે તું સાંભળ. તીર્થ વિગેરે પવિત્ર જગ્યામાં જઇ, ત્રિકાળ સ્નાન કરી અને ધોએલું વસ્ત્ર પહેરવું. ૨૫

ત્યાર પછી દર્ભનું આસન શુદ્ધ કરી અને ભૂત શુદ્ધિ કરી, આદિત્ય હૃદય ( સ્તોત્ર ) નો ષડંગન્યાસ સાથે પાઠ કરવો. ૨૬

ॐकार पूर्वकंपूर्वमादित्याय नमस्तदा ॥
संकल्प मनसिधृत्वा जपेच्चैकाग्रया धिया ॥ २७ ॥
तदा भवेत्प्रसन्नश्च भास्करो भक्तदुःखहा ॥
प्रायेण तत्र स्थातव्यमेकान्ते योगिनामिव ॥ २८ ॥

**ભાવાર્થ**—વળી પહેલાં **ઓંકાર** બોલીને મનમાં સંકલ્પ કરી એકાગ્રચિત્ત કરવું. પછી "**આદિત્યાયનમઃ**" આ મંત્રનો જપ કરવો. ૨૭

આ પ્રમાણે કરવાથી ભકતોના દુઃખને નાશ કરનાર સૂર્ય પ્રસન્ન થાય છે. ત્યાં આગળ ઘણું કરીને યોગિઓની માફક એકાન્તમાં હમ્મેશાં રહેવું. ૨૮

कथंतां दुहितां दूरं प्रेषयिष्यामि बालिकाम् ॥
इतः साभ्रमती चास्ति योजनानां त्रयंकिल ॥ २९ ॥

**ભાવાર્થ**—ઉપર પ્રમાણે મંત્રનો ઉપદેશ આપી **જાબાલિ મુનિ** પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે હું બાલક કન્યાને દૂર કેવી રીતે મોકલીશ કારણ કે સાબરમતી અહિંથી બરોબર ત્રણ યોજન દૂર રહેલી છે. ૨૯

**त्वया तत्रैवगन्तव्यं तपः कार्यं शुभस्थले ॥**
**पक्षे दशाहे मासे वा प्रेषयिष्यामि पत्रिकाम् ॥ ३० ॥**

**ભાવાર્થ**—હે પુત્રિ તારે ત્યાં જવું ને પવિત્ર સ્થલમાં તપશ્ચર્યા કરવી, અને હું ૧૦-૧૫-દિવસે અથવા મહિને પણ અહિંના કુશલ સમાચાર મોકલીશ. ૩૦

सूतउवाच—

**एवं संबोध्य तनयां जाबालिः प्रेमविह्वलः ॥**
**रुरोद सुस्वरं तत्र तनयां परिषस्वजे ॥ ३१ ॥**

**ભાવાર્થ**—સૂતપુરાણિ કહે છે-ઉપદેશ કર્યા પછી બાલા ઉપર અધિક પ્રેમ હોવાથી જાબાલિ મુનિ ભેટીને રૂદન કરવા લાગ્યા. ૩૧

**कुशासनं ततोदत्वा मृगचर्माम्बरं शुभम् ॥**
**दंडं कमंडलुं चान्य ददौ सगद्गदाक्षरः ॥ ३२ ॥**

**ભાવાર્થ**—તે પછી દર્ભનું આસન, મૃગચર્મ, સારાં વસ્ત્રો, દંડ, કમંડલું અને બીજું ( ઉપયોગી થાય તેવું ) ગદગદ વાણીથી આપતા હતા. ૩૨

**जगाम बालया सार्द्धंमार्गं संदर्शनाय च ॥**
**समागत्य स्थलं दृष्ट्वा साभ्रमत्यास्तटे द्विजाः ॥ ३३ ॥**

**ભાવાર્થ**—હે **બ્રાહ્મણો** તે જાબાલિ રસ્તો દેખાડવા માટે બાલા સાથે ગયા. સાબરમતીના કિનારે આવી સારૂં સ્થલ જોઇને. ૩૩

**कुंडंकृत्वा तु विधिवद् वन्हिः संस्थाप्य भक्तितः ॥**
**संस्थापयित्वा ससुतामुपमंत्र्य यथाविधि ॥ ३४ ॥**

**ભાવાર્થ**—વિધિ પ્રમાણે બહારના ભાગમાં કુંડ બનાવી તેમાં **અગ્નિનું સ્થાપન** કરી, બધી ગોઠવણુ કરી આપીને પુત્રીને સારી શિખામણુ આપી. ૩૪

**जगाम मुनिजाबालिर्दुर्मनास्त्वाश्रमं स्वकम् ॥**
**दशाहे वाऽपिपक्षान्ते दृष्ट्वा बालां मुमोदह ॥ ३५ ॥**

**ભાવાર્થ**—મનમાં દીલગીર થતા **જાબાલિ** મુનિ પોતાના **આશ્રમમાં** પાછા ગયા તે પછી ૧૦–૧૫ દિવસે **બાલાની** પાસે જઇ તેને જોઇ આવતા અને મનમાં ખુશી થતા. ૩૫

**साबाला विविधं तेपे तपः परमदारुणम् ॥**
**स्नात्वा त्रिकालं विधिवत्फलाहारा तपस्विनी ॥ ३६ ॥**

**ભાવાર્થ**—તે બાલા ત્રણ કાલ સ્નાન કરી ફલનો આહાર કરી તે દિવસથી વિધિયુક્ત ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગી. ૩૬

**अतिथिं पूजयामास कन्दमूल फलाम्बुभिः ॥**
**एकाकिनी च साबाला साभ्रमत्यास्तटे शुचौ ॥ ३७ ॥**

**ભાવાર્થ**—તે નદીના કિનારે આવતા અતિથીઓનો ફળફુલ અને જળથી આદર સત્કાર કરતી હતી. ૩૭

**तत्र व्याघ्रा वराहाश्च किराताश्च वनेचराः ॥**
**वनं भयंकरं चैव वृक्षाः कंटकिनोऽभवन् ॥ ३८ ॥**
**पिचुमर्दैः कोविदारैः शिरीषैर्बदरीनगैः ॥**
**पालाशैः शमीवृक्षैश्च सर्वं भीतिकरं ह्यभूत् ॥ ३९ ॥**

**ભાવાર્થ**—તે પ્રદેશમાં વાઘ, વરાહ, ભિલ્લ, જંગલી મનુષ્યોથી અને લીંબડા, કેરડા, સરસડા, બોરડી, ખાખરા અને ખીજડી જેવાં કાંટા વાળા ઝાડોથી ભયંકર હતું. ૩૮

**जाबालेस्तपसस्तत्र नासीद्भीतिश्च शौनक ॥**
**प्रभावाश्चास्य दुहितुर्नसमीयुर्वनेचराः ॥ ४० ॥**

**ભાવાર્થ**—તો પણ જાબાલિના તપ પ્રભાવથી તે વન ભય વિનાનું લાગતું હતું તેમજ બાલા પાસે પણ કોઇ જંગલી પ્રાણી જતું નહોતું. ૪૦

**कर्णिकारैरर्कपुष्पै रक्तचन्दनमिश्रितैः ॥**
**तंदुलैरर्पयेदर्घं भास्कराय च नित्यशः ॥ ४१ ॥**

**ભાવાર્થ**—તે બાલા કરણ અને આકડાના પુષ્પ સાથે તેમજ લાલ ચંદન અને ચોખા સહિત હમ્મેશાં સૂર્યનારાયણને અર્ઘ આપતી હતી. ૪૧

**एवंकृतवती साच वर्षाणांच गतंशतम् ॥**
**नभसक्षो रविस्तस्या भास्करो देवसत्तमः ॥ ४२ ॥**

**ભાવાર્થ**—ઉપરના નિયમ પ્રમાણે તપ કરતાં તે બાલાને ૧૦૦ વર્ષ થઇ ગયાં પરંતુ સૂર્યનારાયણ પ્રસન્ન થયા નહિં. ૪૨

**तदा संकोचमानासा मन्दभाग्या ह्यहंकिल ॥**
**किंकृतं च मयापूर्वं कर्मतुष्टो न भास्करः ॥ ४३ ॥**

**ભાવાર્થ**—બાલા મનમાં બહુજ ચિંતા કરવા લાગી કે મેં પૂર્વ જન્મમાં કેવાં કર્મ કર્યાં હશે કે દરેકને કર્મથી પ્રસન્ન થનાર સૂર્યનારાયણ હજુ સુધી મને પ્રસન્ન થયા નહિં ।।૪૩।।

**एवं विचार्य मनसि पुनस्तप्तुं मनोदधे ॥**
**भर्तामे भास्करो भूयान्नोचेत् प्राणान्त्यजाम्यहम् ॥ ४४ ॥**

**ભાવાર્થ**—આ પ્રમાણે વિચાર કરી મન સાથે નિશ્ચય કર્યો કે હું ફરીથી તપશ્ચર્યા કરૂં છું તેમાંજો સૂર્યનારાયણ પ્રસન્ન નહિં થાયતો મારા દેહનો ત્યાગ કરીશ ।।૪૪।।

**चरन्ती नियमान् चोग्रान् वातवर्षाऽतपान्द्विजाः ॥**
**नकेनापि कृतं पूर्वं शृणुष्व गदतो ममः ॥ ४५ ॥**

**ભાવાર્થ—હેબ્રાહ્મણો,** ઘણા કઠિણ નિયમો પાળી, વાયુ-વરસાદ તેમજ તડકાને સહન કરતી બાળાએ કોઇએ પહેલાં ન કરેલું એવું તપ કરવા આરંભ કર્યો તે હું તમોને કહું છું, તે સાંભળો ।।૪૫।।

**इति श्री पद्मपुराणे उत्तरखंडे साभ्रमत्या महात्म्ये बालातपो वर्णनं नाम द्वादशोऽध्यायः ॥**

सूत उवाच—

श्रृण्वन्तु मुनयः सर्वे बालायास्तपवर्णनम् ॥
न कृतं सिद्धमुनिभि स्त्रिदशैरपि दुष्करम् ॥ १ ॥

**ભાવાર્થ**—સૂત પુરાણિ કહે છે હે શૌનકાદિ ૠષિઓ સિદ્ધ મુનિ અને દેવોથી ન બની શકે તેવું બાલાના તપનું વર્ણન કરૂં છું. તે તમો સાંભળો. ૧

जलमध्ये स्थिता पूर्वं वर्षाणां विंशतिर्द्वयम् ॥
वन्हौच षष्टिवर्षाणि अधोवक्त्रंतथा कृतम् ॥ २ ॥

**ભાવાર્થ**—તે બાલાએ જલની અંદર ૪૦ વર્ષ અને ચારે બાજુ અગ્નિ રાખી, મધ્યમાં બેસી ઉંધા મસ્તકે ૬૦ વર્ષ સુધી તપ કર્યું. ૨

एकपाद्विंशतिर्ज्ञेया एकदृष्टिःशतं स्मृतम् ॥
उर्ध्वबाहुः शतंप्रोक्तम् शतं चस्थण्डिलेस्थिता ॥ ३ ॥
शतद्वयं तयातप्त मात्मसंयमनेन च ॥
एवंतप्तं तपोदन्या वर्णितुं नैव शक्यते ॥ ४ ॥

**ભાવાર્થ**—એક પગે ઉભી રહી ૨૦ વર્ષ એકી નજરે ૧૦૦ વર્ષ ઉંચા હાથ કરી અને ઓટલા ઉપર બેસી ૧૦૦ વર્ષ તેમજ ૨૦૦ વર્ષ સુધી આત્માનું ધ્યાન કરી મનને નિયમમાં રાખ્યા જે તપશ્ચર્યા કરી તે કોઇથી વર્ણન કરી શકાય તેમ નથી. ૩–૪

तस्यास्तु तेन तपसा व्रतेन ब्रह्मचर्यया ॥
भक्त्या च भगवान् प्रीतो देवदेवो दिवाकरः ॥ ५ ॥

**ભાવાર્થ**—તે બાલાના તપથી અને બ્રહ્મચર્ય તેમજ ભક્તિથી દેવોના દેવ શ્રી સૂર્યનારાયણ પ્રસન્ન થયા. ૫

द्विजरूपं समास्थाय ह्याजगाम तदाश्रमम् ॥
सातंदृष्ट्वा विशालाक्षी ब्राह्मणं ब्रह्मवित्तमम् ॥ ६ ॥
वानप्रस्थ विधानेन पूजयामास भक्तितः ॥
उवाच सूर्यभक्तासा जाबाले दुहिताऽनघ ॥ ७ ॥

**ભાવાર્થ**—બ્રાહ્મણનું રૂપ ધારણ કરી આશ્રમમાં આવેલા સૂર્યનારાયણને જોઇને વિશાલ નેત્રવાળી સૂર્યની ભક્ત ને શુદ્ધ તે બાલા વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ તે બ્રાહ્મણનું વાનપ્રસ્થ આશ્રમના વિધિ પ્રમાણે પૂજન કરી કહેવા લાગી. ૬—૭.

बालोवाच—

भगवन् मुनिशार्दूल किमाज्ञापयसि प्रभो ॥
सर्वं तुभ्यं प्रदास्यामि द्विजाते स्वतनुं विना ॥ ८ ॥

**ભાવાર્થ**—બાલા કહે છે મુનિઓમાં શ્રેષ્ઠ ને પૂજ્ય હે વિપ્ર આપની શી આજ્ઞા છે. મારા શરીર શિવાય આપને બધું અર્પણ કરીશ. ૮

सूर्यभक्ताऽस्मि मेपाणिं नान्योगृह्णाति भूतले ॥
व्रतैश्च नियमैर्वाऽपि तपसा च तपोधन ॥ ९ ॥
भास्कर स्तोषणीयोमे देवास्त्रि भुवनेश्वरः ॥
इत्युक्तो रक्तवर्णोऽभूत् स्मयन्निव निरीक्ष्यताम् ॥ १० ॥

**ભાવાર્થ**—તપરૂપી ધનવાલા હે મુનિરાજ હું સુર્યનારાયણની ભક્ત છું. પૃથ્વીમાં કોઇ મારો હાથ પકડનાર નથી. અને અનેક પ્રકારના વ્રત તપ અને મનને નિયમાં રાખીને ત્રણ લોકના સ્વામી સૂર્યનારાયણ મારે પ્રસન્ન કરવા છે. આ પ્રમાણે બોલતી બાલાને જોઇ. કંઇક હાસ્યયુક્ત તેમજ લાલ રંગના તે સૂર્યનારાયણ થયા. ૯—૧૦

उवाच नियमस्थांतां सान्त्वयन्निव भास्करः ॥
उग्रं चरसि कल्याणि तपः परमदारुणम् ॥ ११ ॥

**ભાવાર્થ**—નિયમવાળી તે બાલાને જેમ શાન્તિ આપતા હોય તેમ સૂર્યનારાયણ કહેવા લાગ્યા. કે હે કલ્યાણ કરનારિ તું ઘણું કઠિન અને ભયંકર તપ કરે છે. ૧૧

यदर्थं च समारम्भस्तव लाभो हृथैवसः ॥
तपसा लभते सूर्यं सर्वं तपसि तिष्ठति ॥ १२ ॥

**ભાવાર્થ**—જેને માટે તું મહેનત કરે છે. તે મહેનતનો લાભ મલવાનો નથી. તપ વડે સુર્ય મેળવી શકાય છે. તપની અંદર સર્વ રહેલું છે. ૧૨

देवत्वं याति कल्याणि तपसा प्रबलेन च ॥
वपन्विमानि पंचत्वं बदराणि ददाम्यहम् ॥ १३ ॥

**ભાવાર્થ**—હે બાલા ઉગ્ર તપ કરવાથી દેવપણું પ્રાપ્ત થાય છે. હે ભાગ્યશાલી આ પાંચ બોર હું તને આપું છું તેને તું વાવજે. ૧૩

"एते वृक्षा भविष्यन्ति स्वादूनि तत्फलानिवै ॥
यदास्युः परिपक्वानि तदापूर्णं तपस्तव" ॥

**ભાવાર્થ**—તેનાં વૃક્ષો થશે તેના ઉપર સ્વાદિષ્ટ ફલ આવશે અને તે ફલ જ્યારે પાકે ત્યારે તારૂં તપ પૂર્ણ થયું એમ જાણવું.

**दत्वा च बदराण्यस्यै एधेत्युक्त्वा रविर्ययौ ॥**
**तानि दूरे च साबाला इन्द्रग्राम उवापसा ॥ १४ ॥**

**ભાવાર્થ**—બાલાને બોર આપીને આશીરવાદ દઇ સૂર્યનારાયણ અન્તર્ધ્યાન થયા. તેમના ગયા પછી બાલાએ તે બોરને દૂર રહેલા ઇન્દ્રપુરના મના ગામમાં વાવ્યાં. ૧૪

**स्थिता जिज्ञासमानाऽर्था भास्करं स्वपतिंरविम् ॥**
**बदराणा मुपवनं कालयामास भास्करः ॥ १५ ॥**

**ભાવાર્થ**—બોર વાવ્યા પછી પોતાના પતિ સૂર્યનારાયણરૂપ અર્થની ઇચ્છા કરતી રહેવા લાગી. હવે બોરનાં ઝાડો થયાં ત્યારે સૂર્યનારાયણે તે બોરડીયોને ફરમાવી દીધી. ૧૫

**फलानि तत्र जातानि नपक्वानि च शौनक ॥**
**हृदि विस्मयमापन्ना किंजातं किं भविष्यति ॥ १६ ॥**

**ભાવાર્થ**—હે શૌનક મુનિ તે વનમાં ફલ પાક્યાં નહિં ત્યારે આ શું થયું ને ભવિષ્યમાં શું થશે એમ મનમાં વિસ્મય પામવા લાગી. ૧૬

**"एकदानीय दारूणि तानि प्रज्वाल्य प्राक्षिपत् ॥**
**तथाप्यपचनं दृष्ट्वा दुर्दैवं मे किलेति च ॥"**

**ભાવાર્થ**—એક દિવસ જંગલનાં લાકડાં એકઠાં કરી અગ્નિ સળગાવીને તેમાં બોર નાખ્યાં તો લાકડાં બળીને ભસ્મ થઇ ગયાં પણ બોર પાક્યાં નહિં. ત્યારે તે બાલા બોલી નક્કી મારૂં ભાગ્ય બહુજ ખરાબ છે.

**एवं मीमांसमानाया स्तत्रकालो महानभूत् ॥**
**तदा भानुः समायातो द्विजरूपेण तां पुनः ॥ १७ ॥**

**ભાવાર્થ**—એ પ્રમાણે વિચાર કરતાં ઘણો સમય વીતી ગયો. ત્યારે સૂર્યનારાયણ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ફરીથી ત્યાં આવ્યા. ૧૭

**प्रोवाचेदं वचो भूयो बदराणि प्रयच्छमे ॥**
**क्षुधितोऽहं प्रियेबाले पक्वान्यवे समानय ॥ १८ ॥**

**ભાવાર્થ**—ત્યાં આવી બાલાને કહેવા લાગ્યા કે હું ભુખ્યો છું માટે હે બાલા પાકાં બોરાંનાં ફલ મને લાવીને આપ. ૧૮

तस्य तद्वचनंश्रुत्वा वाटिकां च जगामसा ॥
पुनर्विलोक्या पक्वानि फलानि विह्वलाऽभवत् ॥ १९ ॥

**ભાવાર્થ**—તે બ્રાહ્મણના વચન સાંભળ્યા પછી બાલા વાડીમાં બોર લેવા ગઇ ત્યારે ત્યાં ફરીને કાચાં બોર જોઇને વિસ્મય પામવા લાગી. ૧૯

अपक्वानि समानीय ह्यागता विप्रसन्निधौ ॥
कथयामास तंसाच न पक्वानि फलानि च ॥ २० ॥

**ભાવાર્થ**—બાલા કાચાં બોર લેઇને બ્રાહ્મણની પાસે આવી કહેવા લાગી કે હજુ સુધી બોર પાક્યાં નથી. ૨૦

तदोक्तं विप्रवर्येण पादान्तरस्तव बालिके ॥
फलानि स्थाप्य पालाशे वन्हिना पाचयत्विह ॥ २१ ॥

**ભાવાર્થ**—ત્યારે બ્રાહ્મણે કહ્યું કે જો તારૂં શુદ્ધ તપ હોય તો ચુલાની માફક તારા બે પગોની વચ્ચે અગ્નિ કરીને ઉપર ખાખરાનું પાનું મુકી તેમાં બોરાંને પકાવી આપ. ૨૧

एवं तस्यवचः श्रुत्वा तथैव कृतमीच्छया ॥
दग्धौ तस्यास्तदा पादो नाविन्ददुख वेदनाम् ॥ २२ ॥

**ભાવાર્થ**—એ પ્રમાણે બ્રાહ્મણનું વચન સાંભળીને બોરાં પકાવી દીધાં તે વખતે તેના પગ દગ્ધ થયા નહિં. તેમજ પરોપકારમાં લીન હોવાથી દુઃખની પીડા જાણી નહિં. ૨૨

फलान्येतानि पक्वानि दृष्ट्वाप्रीतो दिवाकरः ॥
स्वरूपं दर्शयामास विहाय ब्राह्मणीतनुं ॥ २३ ॥

**ભાવાર્થ**—આ પ્રમાણે ફલ પાકેલાં જોઇને તથા બાલાનું શુદ્ધ કર્મ જોઇને પ્રસન્ન થએલા સૂર્યનારાયણ બ્રાહ્મણના રૂપને છોડી દઇ પોતાનું સ્વરૂપ દેખાડ્યું. ૨૩

दीप्यमानेन वपुषा तदा साभ्रमतीतटे ॥
उवाच परमप्रीतस्तां कन्यां संयतव्रताम् ॥ २४ ॥

**ભાવાર્થ**—સાબરમતીના કિનારે પોતાના દિવ્ય શરીરથી સંતોષ પામેલા સૂર્યનારાયણ દૃઢ નિયમવાળી બાલાને કહેવા લાગ્યા. ૨૪

रविरुवाच—

प्रीतोऽस्मि तवभक्त्या च तपसा ब्रह्मचर्यया ॥
तस्मादभिमतः कामो बाले संपाद्यतां तव ॥ २५ ॥

**ભાવાર્થ**—સૂર્ય કહે છે. હે બાલા તારી ભક્તિ વ્રત અને તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું. માટે ઇચ્છેલી વસ્તુ મારી પાસેથી મેળવી લે. ૨૫

**इदंस्थलं च त्वन्नाम्ना तीर्थं लोके भविष्यति ॥**
**विख्यातं त्रिषु लोकेषु साभ्रमत्यास्तटे स्थितम् ॥ २६ ॥**

**ભાવાર્થ**—સાબરમતીના કિનારે રહેલું આ સ્થળ તારા નામથી ત્રણ લોકમાં પ્રસિદ્ધ તીર્થ થશે.

**बाला भद्रमिति ख्यातं ब्रह्मर्षि गणसेवितम् ॥**
**सूर्यक्षेत्रं प्रसिद्धंतु स्वर्गप्राप्तिकरं शुभम् ॥ २७ ॥**

**ભાવાર્થ**—ૠષિઓ અને મુનિઓથી સેવાએલું આ ક્ષેત્રનું નામ બાલાભદ્ર એવું થશે તેમજ સ્વર્ગ આપનારૂં આ ક્ષેત્ર સૂર્ય ક્ષેત્ર નામથી પણ પ્રસિદ્ધ થશે. ૨૭

**अस्मिंस्तीर्थे तनुंत्वक्त्वा त्रिदिविसच वत्स्यति ॥**
**धनंधान्यं तथैश्वर्यं मनोऽभिचिन्तितं परम ॥ २८ ॥**

**ભાવાર્થ**—આ ક્ષેત્રમાં વસનાર મનુષ્ય આ લોકમાં ધન ધાન્ય ઐશ્વર્ય અને ઇચ્છેલી વસ્તુઓ મેળવી શકે છે અને મરણ પછી સ્વર્ગ લોકમાં જાય છે. ૨૮

**बालातीर्थे नरःस्नात्वा त्रिरात्र मुषितः शुचिः ॥**
**रक्तादित्यमुखं पश्येत् सर्व पापक्षयो भवेत् ॥ २९ ॥**

**ભાવાર્થ**—આ બાલા તીર્થમાં મનુષ્ય સ્નાન કરીને પવિત્ર થઇ ત્રણ રાત્રિ સુધી ઉપવાસ કરીને સવારના સૂર્યના બિંબનું દર્શન કરવાથી દરેક પાપોનો નાશ થાય છે. ૨૯

**अथवा रविवारेषु संक्रान्ति सप्तमीषु च ॥**
**वैधृते व्यतीपाते च ग्रहणे चन्द्रसूर्ययोः ॥ ३० ॥**
**गुडंधेनुंच योदद्यात् ब्राह्मणेभ्योऽपि तन्दुलान् ॥**
**करवीरजपापुष्पै रक्तादित्यं प्रपूजयेत् ॥ ३१ ॥**

**ભાવાર્થ**—તે ક્ષેત્રમાં રવિવાર સંક્રાન્તિ–સાતમ–વૈધૃત વ્યતીપાત અને સુર્યચંદ્રના ગ્રહમાં બ્રાહ્મણોને ગોળ–ચોખા અને ગાયનું દાન કરી કરણના પુષ્પોથી સૂર્યનારાયણનું પૂજન કરવાથી. ૩૦–૩૧

**कनकं च प्रदातव्यं पित्तकुष्ट विनाशकम् ॥**
**षण्मासं नित्यशःस्नात्वा रोगीरोगात्प्रमुच्यते ॥ ३२ ॥**

**ભાવાર્થ**—તેમજ સોનાનું દાન કરવાથી પિત્ત અને કોઢનો નાશ કરે છે. ૭ માસ સુધી ત્યાં આગલ સ્નાન કરવાથી રોગી માણુસ રોગ મુક્ત થાય છે. ૩૨

**सयज्ञफलमाप्नोति ब्राह्मणोऽपि विशेषतः ॥**
**इत्येवमुक्त्वातां बालां विरराम प्रभाकरः ॥ ३३ ॥**

**ભાવાર્થ**—આ પ્રમાણે તે ક્ષેત્રમાં દાન પુણ્ય અને સ્નાન કરવાથી યજ્ઞનું ફલ મેળવી શકાય છે તેમાં પણ બ્રાહ્મણને વિશેષ ફળ મલે છે આ પ્રમાણે બાલાને કહી સૂર્યનારાયણ બોલતા બંધ થયા. ૩૩

**सूत उवाच—**

**प्रसन्नं भास्करं दृष्ट्वा जाबालेर्दुहिता सती ॥**
**करसंपुटकं कृत्वा विलक्षा साह्यधोमुखी ॥ ३४ ॥**

**ભાવાર્થ**—સૂતપુરાણિ બોલ્યા. પ્રસન્ન થયેલા સૂર્યનારાયણને જોઇને બાલા બે હાથ જોડી કંઇક શરમાતી નીચું જોવા લાગી. ૩૪

**उवाच भास्करं प्रीता किंवृणेऽहं सुरेश्वर ॥**
**सर्वं जानासि भगवन्मया यच्चिन्तितंहृदि ॥ ३५ ॥**

**ભાવાર્થ**—પ્રસન્ન થએલી બાલા સૂર્યનારાયણને કહેવા લાગી કે હે દેવ હું શું વરદાન માગું, મારા હૃદયમાં જે ધારેલું છે. તે આપ સર્વ જાણો છો. ૩૫

**मम पतिर्हिभूयास्त्वं नान्यो देवोऽपि मानवः ॥**
**त्वमेव देवदेवेश स्वामी भव प्रभाकर ॥ ३६ ॥**

**ભાવાર્થ**—હે સૂર્યનારાયણ આપજ મારા સ્વામી થાઓ બીજો કોઇ પણ દેવ કે મનુષ્ય ન થાય તેવી મારી ઇચ્છા છે. ૩૬

**तस्या वचनतस्तत्र भानुना च विचारितम् ॥**
**मयि तेजो महत्प्रोक्त मियं मर्त्ये च मानुषी ॥ ३७ ॥**

**ભાવાર્થ**—આ પ્રમાણે બાલાનું વચન સાંભળી સૂર્યનારાયણ મનમાં વિચાર કરવા લાગ્યા કે મારી અંદર ઘણું તેજ રહેલું છે. અને આ મનુષ્ય જાતિ છે. ૩૭

**तस्माद्ददामि ते भद्रे पुत्रा ब्रह्मपरायणाः ॥**
**बालार्का नामतो विप्रा भविष्यन्ति तवात्मजाः ॥ ३८ ॥**

**ભાવાર્થ**—એ પ્રમાણે વિચાર કરી કહેવા લાગ્યા કે હે બાલા તારા ૧૪ પુત્રો થશે તે વેદ જાણનારા અને બાલાર્ક નામથી પ્રસિદ્ધ થશે. ૩૮

**इत्येवमुक्त्वा वचनं गतोधामस्वकं रविः ॥**
**गर्भं दधौ च साबाला रवेश्च दृष्टियोगतः ॥ ३९ ॥**

**ભાવાર્થ**—સૂર્યનારાયણ બાલાને આશીર્વાદ આપ્યા પછી પોતાના સ્થાન પ્રત્યે ગયા. તે વખતે સૂર્યના દષ્ટિના પ્રભાવથી બાલાએ ગર્ભધારણ કર્યો. ૩૯

**ततः पुत्राश्च संजाता बालायाश्च त्रयोदश ॥**
**ते च विप्रत्वमापन्ना बालार्क ज्ञातिसंभवाः ॥ ४० ॥**

**ભાવાર્થ**—ગર્ભ રહ્યા પછી બાલાને ૧૩ પુત્રો થયા. અને તેઓ બ્રાહ્મણ કહેવાયા. તે દિવસથી બાલાર્ક જ્ઞાતિની ઉત્પત્તિ થઈ.

**तन्नाम्ना तत्स्थलं प्रोक्तं बालापुरमिति स्मृतम् ॥**
**व्याधितो मुच्यते रोगी तृप्तिं संयान्ति पूर्वजाः ॥ ४१ ॥**

**ભાવાર્થ**—તે નામથી તે ક્ષેત્રનું નામ બાલાપુર થયેલું છે. તે ક્ષેત્રમાં રોગી રોગથી મુક્ત થાય છે. અને પોતાના પિતૃઓને તૃપ્તિ થાય છે. ૪૧

**अथान्यदपि माहात्म्यं श्रूयतां यत्पुरा ह्रतम् ॥**
**महिमा चास्य तीर्थस्य संजातो भुवि सर्वतः ॥ ४२ ॥**

**ભાવાર્થ**—હે શૌનકાદિ ઋષિઓ! આ ક્ષેત્રનું બીજું પણ મહાત્મ્ય કહું તે સાંભળો. આ તીર્થનો મહિમા દરેક ઠેકાણે પ્રસિદ્ધ છે. ૪૨

**अस्मिंश्च महिषो वृद्धो जरया जर्जरी कृतः ॥**
**अशक्तो भारमुद्वोढुं सार्थवाहस्तम त्यजत् ॥ ४३ ॥**

**ભાવાર્થ**—એ ઠેકાણે એક ઘરડો પાડો હતો. તે પાડો પોતાને ઘડપણ હોવાથી અને અશક્તિના લીધે ભાર લેઈ શકતો નહોતો. તેથી તેના માલીએ તેને છોડી દીધો હતો. ૪૩

**स वर्षायां जलंपातुं काशमत्तुं महानदीम् ॥**
**गतः पङ्के निमग्नोऽसौततो मृत्युवशं गतः ॥ ४४ ॥**

**ભાવાર્થ**—તે પાડો ચોમાસામાં પાણી પીવા અને ઘાસ ખાવાને માટે મોટી નદી ઉપર ગયો. ત્યાં આગળ કાદવમાં પડવાથી મરણ પામ્યો. ૪૪

**प्लावितास्थिर्जले पुण्ये तीर्थस्यास्य प्रभावतः ॥**
**कन्यकुब्जेश्वरसुतो राजाजातिः स्मरोऽभवत् ॥ ४५ ॥**

**ભાવાર્થ**—મરણ પામ્યા પછી તે પાડો તીર્થના પ્રભાવથી કાન્ય કુબ્જ દેશના રાજાનો કામદેવ જેવો સ્વરૂપવાન છોકરો થયો. ૪૫

**संश्रुत्य सर्वं वृत्तान्तं प्रभावंच बहुश्रुतः ॥**
**आ जगाम स्वसैन्येन स्नात्वा दानंददौ नृपः ॥ ४६ ॥**

**ભાવાર્થ**—આ સર્વ વૃત્તાન્ત અને તીર્થનો પ્રભાવ સાંભળી બુદ્ધિમાન તે રાજા પોતાના સૈન્ય સાથે તે તીર્થમાં આવ્યો. અને ત્યાં આગળ સ્નાન કરી દરેક ગરીબોને દાન કર્યું. ૪૬

**स तत्र स्थापयामास देवदेवं महेश्वरं ॥**
**काशेश्वराभिधानेन विख्यातं शुभदं नृणाम् ॥ ४७ ॥**

**ભાવાર્થ**—અને ત્યાં આગળ તે રાજાએ દેવળ બાંધી તેમાં મનુષ્યોનું કલ્યાણ કરનાર કાશેશ્વર નામના મહાદેવની પ્રતિષ્ઠા કરી. ૪૭

**यस्मिन् तीर्थेनरः स्नात्वा संपूज्य वृषभ ध्वजम् ॥**
**रक्तादित्यमुखं दृष्ट्वा कोटिदोषैः प्रमुच्यते ॥ ४८ ॥**

**ભાવાર્થ**—આ તીર્થમાં જે માણસ સ્નાન કરીને મહાદેવનું પૂજન કરી પ્રાતઃકાળમાં સૂર્યનું દર્શન કરે છે. તેના કરોડો દોષ નાશ થાય છે. ૪૮

**सर्वा साभ्रमती पूण्या सूर्यक्षेत्र विशेषतः ॥**
**अस्मिन् संकीर्तितं पुण्यं दानं कोटिगुणं भवेत् ॥ ४९ ॥**

**ભાવાર્થ**—સાબરમતી નદી દરેક ઠેકાણે પવિત્ર છે. પરંતુ આ ક્ષેત્રમાં વિશેષ તેનું માહાત્મ્ય છે. આ તીર્થમાં કરેલું પુણ્યદાન કરોડગણું થાય છે.૪૯

**प्रयागंच कुरुक्षेत्रं प्रभासं पुष्करंतथा ॥**
**साभ्रमत्यास्तटे विप्राः सूर्यक्षेत्रे विशेषतः ॥ ५० ॥**
**गोभूतिलाः कांचन तंदुलाश्च धान्यं च शय्यासुरभि स्तुरंगः ॥**
**दत्तंद्विजेभ्योऽपिहुतंयदग्नौ, श्रद्धायुतः सूर्यपुरं प्रपद्यते ॥ ५१ ॥**

**ભાવાર્થ**—હે બ્રાહ્મણો પ્રયાગ, કુરૂક્ષેત્ર, પ્રભાસ, પુષ્કર, સાબરમતી નદી ઉપર અને બાલાપુરમાં ગાય પૃથ્વી–તલ–સોનુ–ચોખા અનાજ પલંગ અને ઘોડાનું દાન જે માણસ શ્રદ્ધાયુક્ત થઇ બ્રાહ્મણોને આપે છે. અને યજ્ઞ કરે છે, તે માણસ સૂર્ય લોકમાં મરણ પછી જાય છે. ૫૦–૫૧

**इति श्री पद्मपुराणे उत्तरखंडे बालार्क संभवो नाम त्रयोदशोऽध्यायः ॥**

श्री सूत उवाच—

अतः परंप्रवक्ष्यामि बालार्कानां द्विजन्मनाम् ॥
ब्रह्मक्षत्रस्य वंशोऽयं संजातो जगतीतले ॥ १ ॥

**ભાવાર્થ**—સૂતપુરાણિ કહે છે-હે શૌનકાદિ ઋષિઓ બાલા અને સૂર્યથી ઉત્પન્ન થયેલા તે ઉત્તમ બ્રાહ્મણોની કથા કહું છું તે તમો સાંભળો. ૧

ज्ञात्वा जाबालिः ससुतां सगर्भां भास्करादपि ॥
प्रसन्नो मुनिशार्दूलो धन्येयं कुलभूषणा ॥ २ ॥

**ભાવાર્થ**—મુનિઓમાં શ્રેષ્ટ અને પ્રસન્ન થયેલા જાબાલિ મુનિ પોતાની છોકરીને સૂર્યનારાયણથી ગર્ભ રહ્યો જાણીને કુલમાં ભૂષણરૂપ તે બાલાને ધન્યવાદ આપવા લાગ્યા. ૨

समागत्य स्वतनयां रक्षांकृत्वा विधानतः ॥
पुंसवनादिकं कर्म चकारस मुनीश्वरः ॥ ३ ॥

**ભાવાર્થ**—અને પોતાની છોકરી પાસે જઇ રક્ષાબંધન કરી તે મુનિએ વિધિથી સીમંત સંસ્કાર કર્યો. ૩

अथकाले च संप्राप्ते पुत्रान्सा सुषुवे सती ॥
जातकर्मविधेः पश्चान्नामकर्म चकारसः ॥ ४ ॥

**ભાવાર્થ**—જ્યારે દશ માસ થયા ત્યારે બાલાએ છોકરાઓને જન્મ આપ્યો. તે છોકરાઓને જાત કર્મ સંસ્કાર કર્યા પછી નામ કરણ સંસ્કાર કર્યો. એટલે નામ પાડયાં. ૪

यज्ञदेवः सुदेवश्च वसुदेव स्तृतीयकः ॥
भानुदेवोऽपि भूदेवो रविदेवोऽपि सत्तमः ॥ ५ ॥
प्रियदेवो धर्मदेवः सहदेवेज्यदेवकौ ॥
वृद्धदेवश्चन्द्रदेवो नरदेव इति श्रुताः ॥ ६ ॥

**ભાવાર્થ**—યજ્ઞદેવ, સુદેવ-વસુદેવ-ભૂદેવ-રવિદેવ-પ્રિયદેવ-ધર્મદેવ-સહદેવ-ઇજ્યદેવ-વૃદ્ધદેવ-ચંદ્રદેવ અને નરદેવ એ ૧૩ છોકરાઓનાં નામ પાડયાં.૫-૬

सर्वे ते भास्करोपेताः सुरूपाश्च सुतेजसः ॥
पञ्चवर्षाश्च संजाता जाबालिस्त्वपरं गतः ॥ ७ ॥

**ભાવાર્થ**—સૂર્ય જેવા તેજસ્વી અને રૂપવાન તે બધા છોકરાઓની પાંચ વર્ષની ઉમ્મર થઇ એટલે જાબાલિ ઋષિ ત્યાંથી ગયા. ૭

कन्दमूलैः फलैः शाकैर्नीवारै र्मातरं सुताः ॥
चक्रुस्ते महतीं सेवां वृद्धिंप्राप्ताः सरित्तटे ॥ ८ ॥

**ભાવાર્થ**—તે પુત્રો કન્દમૂળ—ફળ—શાક અને ડાંગર વિગેરે લાવી પોતાની માતાની સેવા કરતાં તે નદીના કિનારે મોટા થવા લાગ્યા. ૮

दशहायनतां प्राप्ताः संस्कार रहिताश्चते ॥
एकस्मिन्नन्तरे विप्राः सारस्वत पुराधिपः ॥ ९ ॥
वीरवर्मा च विख्यातो राजा धर्मधुरंधरः ॥
नर्मदाजलयात्रार्थं सैन्येन महताऽगतः ॥ १० ॥

**ભાવાર્થ**—હે શૌનકાદિક ઋષિઓ સંસ્કાર રહિત તે છોકરાઓ જ્યારે દશ વર્ષના થયા તે વખતમાં સારસ્વત નામના નગરનો ધર્મિષ્ઠ વીરવર્મા નામનો રાજા પોતાના મોટા સૈન્ય સાથે નર્મદા નદીના કિનારે યાત્રા કરવા માટે આવ્યો. ૯–૧૦

कुबेरमिव राज्ञाहिस्नात्वा पूज्य महेश्वरम् ॥
दत्वा दानान्यनेकानि कृतं ब्राह्मण भोजनम् ॥ ११ ॥

**ભાવાર્થ**—કુબેર જેવા ધનવાન તે રાજાએ ત્યાં આવી સ્નાન કરી શંકરનું પૂજન કર્યું. અને બ્રાહ્મણોને અનેક દાન આપી ભોજન કરાવી સંતોષિ કર્યા. ૧૧

षण्मासं तु रेवाया स्तटे स्थित्वा नराधिपः ॥
श्रुत्वा स्वराज्य वृत्तान्तं ययौस्वनगरं प्रति ॥ १२ ॥

**ભાવાર્થ**—રાજા ૬ માસ સુધી નર્મદા કિનારે રહ્યો તે પછી પોતાના રાજ્યનું વૃતાંત સાંભળી નગર પ્રત્યે જવા નીકળ્યો. ૧૨

समाजगाम तत्रैव बालावन समीपतः ॥
निवेश्य सैन्यं स्नानार्थं गतः साभ्रमती तटं ॥ १३ ॥

**ભાવાર્થ**—રસ્તામાં જતાં બાલાનું વન આવ્યું ત્યારે ત્યાં આગળ સૈન્યને રાખી સ્નાન કરવા માટે સાબરમતીના કિનારા ઉપર ગયો. ૧૩

तत्र स्नात्वा च विधिवच्छ्राद्धं राजा चकारह ॥
बालया प्रेरिताः पुत्रा गतास्ते भूपसन्निधौ ॥ १४ ॥

**ભાવાર્થ**—ત્યાં આગળ જઇને સ્નાન કરી વિધિ પ્રમાણે શ્રાદ્ધ કર્યું. તેટલામાં બાલાએ મોકલેલા છોકરાઓ રાજાની પાસે આવ્યા. ૧૪

नोपवीताश्च ते सर्वे दृष्टाराज्ञा सुवर्चसः ॥

शङ्कमानश्च नृपतिः कस्येमे तनया अपि ॥ १५ ॥

**ભાવાર્થ**—રાજાએ છોકરાઓને જોઇ મનમાં વિચાર કર્યો કે આ તેજસ્વી અને જનોઇ દીધા વિગરના છોકરાઓ કોના હશે. ૧૫

जिज्ञासमानो भूपोऽयं पृच्छतितान्सुतान्प्रति ॥

**ભાવાર્થ**—એ પ્રમાણે વિચાર કરી તેમનું વૃત્તાન્ત જાણવા માટે રાજાએ છોકરાઓને પુછ્યું. ૧૬

वीरवर्मोऽवाच—

केयूयं कस्यतनयाः कुतोजाताः सुरोपमाः ॥

तेजो ब्रह्ममयं देहे ब्रह्मसूत्रं न विद्यते ॥ १६ ॥

**ભાવાર્થ**—વીરવર્મા કહે છે હે બાલકો તમો કોણ છો કોના છોકરા છો. અને ક્યાં ઉત્પન્ન થયેલા છો, તમારૂં શરીર તેજસ્વી અને બ્રાહ્મણ જેવું દેખાય છે. છતાં જનોઇ કેમ પહેરી નથી. ૧૬

बालोवाच—

जाबालितनया बालाः सूर्यभक्ता नरेश्वर ॥

तस्यास्तु गर्भसंभूता भानुदृष्टया त्रयोदशः ॥ १७ ॥

भ्रातरश्च वयं सर्वे तिष्ठामोऽत्र वनेसह ॥

मात्रा संस्काररहिताः फलमूलाशना नृप ॥ १८ ॥

**ભાવાર્થ**—બાલકો કહે છે. હે રાજા અમો સૂર્યનારાયણની દૃષ્ટિથી રહેલા જાબાલિ મુનિની છોકરીના ગર્ભથી ઉત્પન્ન થયા છીએ, અમો સૂર્યના ભક્ત છીએ તેમજ આ વનમાં બધા ભાઇઓ સાથે ફલ મૂલ ખાઇને રહીએ છીએ. હજુ સુધી અમારી માતાએ અમોને જનોઇ સંસ્કાર કર્યો નથી. ૧૭–૧૮

इत्येवमुक्त्वा वचनं तूष्णीमापुःस्म बालकाः ॥

राजांतश्चिंतयामास किंकर्तव्यं मया पुनः ॥ १९ ॥

**ભાવાર્થ**—આ પ્રમાણે કહી છોકરાઓ બોલતા બંધ રહ્યા. તે પછી રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે મારે શું કરવું. ૧૯

सूतउवाच—

एतस्मिन्नेव कालेच श्रूयतां शौनकादयः ॥

तेषां भाग्योदयाद्राजा संप्राप्ताः परमर्षयः ॥ २० ॥

**ભાવાર્થ**—સૂતપુરાણિ કહે છે. હે શૌનકાદિ ઋષિઓ, તે બાલકોના આગ્રથીજ ત્યાં આગલ રાજા અને ઋષિઓ પણ આવ્યા. ૨૦

**गोकर्णेशं च कृत्वा ते भारद्वाजादयो द्विजाः ॥**
**अर्बुदारण्यमनस स्तस्मिन् काले समागताः ॥ २१ ॥**

**ભાવાર્થ**—ભારદ્વાજ વિગેરે ઋષિઓ પણ ગોકર્ણ વિગેરે તીર્થની યાત્રા કરી. અર્બુદારણ્યમાં જવાની ઇચ્છાથી ત્યાં આગલ આવ્યા. ૨૧

**तान् दृष्ट्वा सूर्यसंकाशान् ब्रह्मर्षीन् ब्राह्मणप्रियः ॥**
**पूजयामास विधिवत् प्रत्युत्थानासनादिभिः ॥ २२ ॥**

**ભાવાર્થ**—સૂર્ય જેવા તેજસ્વી તે ઋષિઓને આવેલા જોઇને બ્રાહ્મણ જેને પ્રિય છે. એવા રાજાએ શાસ્ત્ર પ્રમાણે ઉઠીને આસન વિગેરે આપી પુજા કરી. ૨૨

**पृष्टवान्कुशल मन्योऽन्यं राजा विधिविदांवरः ॥**
**प्रोवाच वचनं तत्र वीरवर्मा द्विजोत्तमान् ॥ २३ ॥**

**ભાવાર્થ**—પુજા કરી રહ્યા પછી પરસ્પર કુશલતાના સમાચાર પુછીને તે રાજા બ્રાહ્મણોની પ્રત્યે કહેવા લાગ્યો. ૨૩

**श्रुण्वन्तु मुनयः सर्वे कुर्वन्तुमे मनोरथान् ॥**
**बालाया स्तनयाह्येते संजाता भास्करादपि ॥ २४ ॥**

**ભાવાર્થ**—હે મુનિઓ મારી વાત સાંભળી ઇચ્છાને પુર્ણ કરો. આ બાલકો જાબાલિ મુનિની છોકરીથી ને સૂર્યનારાયણથી ઉત્પન્ન થયેલા છે.૨૪

**संस्काररहिताः सर्वे संस्कारान् कर्तुमर्हथ ॥**
**अहमेभ्यः प्रदास्यामि दानानि च यथाविधि ॥ २५ ॥**

**ભાવાર્થ**—અને સંસ્કાર રહિત છે. માટે તમો તેમને સંસ્કાર કરો. અને તેમાં શાસ્ત્રયુક્ત દાનનું વિગેરે ખર્ચ હું આપીશ. ૨૫

**सूतउवाच—**

**तेतुराज्ञो वचः श्रुत्वा प्रसन्ना मुनिसत्तमाः ॥**
**संस्कारान् चक्रिरे सर्वान् एकमेकं क्रमेणतु ॥ २६ ॥**

**ભાવાર્થ**—સૂત કહે છે. હે ઋષિઓ તે રાજાનું વચન સાંભળી પ્રસન્ન થયેલા ઋષિઓએ અનુક્રમે તે છોકરાઓને સંસ્કારો કર્યા. ૨૬

**भारद्वाजो गौतमश्च मैत्रेयो मुद्गलोऽपिवा ॥**
**आश्वलायन आत्रेयः पाराशर विभाण्डकौ ॥ २७ ॥**

कौशिको गोभिलश्चैव जातुकर्णो गिरस्तथा ॥
कश्यपश्च मुनिश्रेष्ठाः संस्कारान् चक्रिरेमुदा ॥ २८ ॥

**ભાવાર્થ**—ભારદ્વાજ, ગૌતમ-મૈત્રય મુદગલ-આશ્વલાયન-આત્રેય પારાશર વિભાણ્ડક કૌશિક ગોભિલ જાતુકર્ણ-અંગિરા કશ્યપ એ પ્રમાણે ૧૩ મુનીઓએ અનુક્રમે ૧૩ છોકરાઓને સંસ્કારો કર્યા. ૨૭—૨૮

प्रसन्नश्च महाराजो वीरवर्मा नृपोत्तमः ॥
दत्वा दानान्यनेकानि विधिवद् भूरिदक्षिणाम् ॥ २९ ॥

**ભાવાર્થ**—સંસ્કારો કર્યા પછી રાજા બહુ પ્રસન્ન થયો અને વિધિ પ્રમાણે બ્રાહ્મણોને બહુ દાન દક્ષિણા આપી સંતોષિત કર્યા. ૨૯

सर्वैर्मुनिभिः संशोध्य यजुर्वेदो निरूपितः ॥
शाखा माध्यन्दिनी प्रोक्ता प्रवरात्रितयं कृतं ॥ ३० ॥

**ભાવાર્થ**—તે સમયે બધા મુનિઓએ મળી યજુર્વેદ નિરૂપણ કર્યો અને માધ્યન્દિની શાખા તેમજ ત્રણ પ્રવરોનું પણ નિરૂપણ કર્યું. ૩૦

संशोधयित्वा कन्याश्च विप्राणां सुकुलोद्भवाः ॥
सर्वानुद्वाहयामास वीरवर्मा नृपोत्तमः ॥ ३१ ॥

**ભાવાર્થ**—ત્યાર પછી તે રાજાએ શોધ કરી સારા કુલમાં ઉત્પન્ન થયેલી બ્રાહ્મણની છોકરીઓ સાથે તે છોકરાઓનાં લગ્ન કર્યા. ૩૧

यज्ञंचकार विधिव द्रुद्रस्य मुनिसत्तमैः ॥
शङ्करं स्थापयामास बालार्काः पूजनेस्थिताः ॥ ३२ ॥

**ભાવાર્થ**—તે પછી રાજાએ ત્યાં આગલ દરેક મુનિઓ અને તે છોકરાઓની સાથે શિવયાગ કર્યો અને શંકરની પ્રતિષ્ઠા કરીને બાલાર્ક બ્રાહ્મણો તેનું પૂજન કરતા હતા. ૩૨

वीरनाथेति संजातं नामतत्र शिवस्य च ॥
विप्रेभ्योहि ददौराजा ग्राममेकं क्रमेण च ॥ ३३ ॥

**ભાવાર્થ**—તે શંકરનું નામ વીરનાથ રાખીને દરેક બ્રાહ્મણોને રાજાએ એકએક ગામ આપ્યું. ૩૩

बालापुरे यज्ञदेवो वीरनाथ प्रपूजनम् ॥
कुर्वन्ति विधिवत्सर्वे स्वग्रामादागता नराः ॥ ३४ ॥

**ભાવાર્થ**—તે દિવસથી બાલાપુર શહેરમાં યજ્ઞદેવ અને વીરનાથ મહાદેવનું વિધિ પ્રમાણે પૂજન રાજાએ આપેલા દરેક ગામના વડાદ્રા બ્રાહ્મણો દરેક પોતપોતાના ગામથી આવીને કરતા હતા. ૩૪

**येनैव गुरुणादिष्टो गोत्रं तेषां प्रकीर्तितम् ॥**

**प्रभावाद्भास्करस्याऽपि बुद्धिमन्तो विचक्षणाः ॥ ३५ ॥**

**ભાવાર્થ**—જે ગુરૂએ જેને ઉપદેશ આપ્યો તે પ્રમાણે તેઓનું ગોત્ર થયું, બાલાપુરમાં રહેનાર બાલાર્ક બ્રાહ્મણો સૂર્યનારાયણના પ્રતાપથી બુદ્ધિમાન અને ચતુર હતા. ૩૫

**नयाचन्ति नृपानन्यान् षट्कर्मनिरता द्विजाः ॥**

**वाहनानि विचित्राणि भूषणान्यप्यनेकशः ॥ ३६ ॥**

**ભાવાર્થ**—ત્યાં રહેનાર બ્રાહ્મણો પોતાના ષટ્કર્મમાં પ્રીતિવાળા હતા અને કોઇ પણ રાજા પાસે યાચના કરતા ન હતા તેમજ ત્યાં આગલ નાના પ્રકારના દાગીના અને વાહનોથી નાના પ્રકારનાં સુખ ભોગવતા હતા. ૩૬

**धनं धान्यं च ऐश्वर्यं सौभाग्यारोग्य मेवच ॥**

**अग्निहोत्रादि कर्माणि मङ्गलानि गृहे गृहे ॥ ३७ ॥**

**ભાવાર્થ**—તે બાલાપુર શહેરમાં વસતા બાલાર્ક બ્રાહ્મણોની પાસે ધન ધાન્ય અને ઐશ્વર્ય વધારે હતું તેમજ સૌભાગ્ય અને આરોગ્યપણું પણ હતું અને દરેક ઘર આગલ અગ્નિ હોત્ર વિગેરે ધર્મ અને શુભ કામો થયા કરતાં હતાં. ૩૭

**बालापुरसमीपे तु ग्रामाण्युक्ताऽनि द्वादश ॥**

**सर्वे ते भ्रातरो विप्रा बालार्क संज्ञिका द्विजाः ॥ ३८ ॥**

**ભાવાર્થ**—તે બાલાપુરની આજુબાજુ બાર ગામ છે. તે ગામોમાં તે બાલાર્ક સંજ્ઞાવાળા સર્વે ભાઇઓ રહેતા હતા. ૩૮

**खानपान समायुक्ताः परिवार समन्विताः ॥**

**तेषां संख्या च संजाता द्विसहस्रं शतद्वयम् ॥ ३९ ॥**

**ભાવાર્થ**—તે ભાઇઓથી પરિવારની ૨૨૦૦ ઘરની સંખ્યા હતી. તે દરેક નાના પ્રકારના વૈભવ ભોગવતા હતા. ૩૯

**सूर्यभक्ताश्च ते सर्वे वाचांसिद्धिस्तु सर्वतः ॥**

**एवंजाता द्विजास्तेतु प्रसिद्धाः सर्वतो शिमूद ॥४०॥**

**ભાવાર્થ**—સૂર્યના ભક્ત તે સર્વ બાલાર્ક બ્રાહ્મણો પોતાની વચન સિદ્ધિથી દરેક દિશાઓમાં પ્રસિદ્ધ થયા હતા.[1] ૪૦

**बालाः सूर्यपद मायुः प्राक्जन्मफलतो द्विजाः ॥**
**मयोक्तं च महापुण्यं सूर्यक्षेत्रस्य वर्णनम् ॥ ४१ ॥**

**ભાવાર્થ**—અને પૂર્વ જન્મના ફલથી તેઓ સૂર્યપદને પામ્યા; આ પ્રમાણે હે બ્રાહ્મણો પુણ્યકારક સૂર્યક્ષેત્રનું વર્ણન મેં તમોને કહ્યું. ૪૧

**यच्छ्रुत्वा सर्व पापेभ्यो मुच्यते नाऽत्रसंशयः ॥**
**बालापुरं तदा जातं नामविप्राः सुमंगलम् ॥ ४२ ॥**

**ભાવાર્થ**—તે વર્ણન સાંભલવાથી દરેક પાપોનો નાશ થાય છે. અને એ ક્ષેત્ર પવિત્ર તેમજ દરેક સિદ્ધિ આપનાર છે. ૪૨

**इति श्री पद्मपुराणे उत्तरखण्डे वीरवर्मोपाख्यान नाम**
**चतुर्दशोऽध्यायः॥**

---

૧ સમયના પ્રમાણમાં હાલમાં પણ તે વડાદ્રા (બાલાર્ક) બ્રાહ્મણોનું બોલેલું વચન સૂર્યોદયથી સવા ઘડી (અર્ધો કલાક) સુધી સિદ્ધ થાય છે.

---

सूत उवाच—

**अथ तेषां तु बालाया: सुतानां वंशविस्तर: ॥**
**संजात: सूर्यक्षेत्रे च ब्रह्मकर्म विशारद: ॥ १ ॥**

**ભાવાર્થ**—સૂતપુરાણિ કહે છે-તે સૂર્યક્ષેત્રમાં પોતાના બ્રહ્મકર્મમાં નિપુણ એવો, બાલાના છોકરાઓથી વંશનો વિસ્તાર થયો. ૧

**मैत्रेयगोत्र संभूत: सोमदत्तश्च ब्राह्मण: ॥**
**अन्योमुद्गल गोत्रीय: शेषदत्तश्च ब्राह्मण: ॥ २ ॥**

**ભાવાર્થ**—તે વંશમાં મૈત્રેયના ગોત્રમાં સોમદત્ત અને મુદ્ગલગોત્રમાં શેષદત્ત નામના બે બ્રાહ્મણો થયા. ૨

**द्वावेतौ सूर्यसंकाशौ सर्व विद्या विशारदौ ॥**
**सूर्यभक्तौ च संजातौ सर्वमान्यौ तपस्विनौ ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ બન્ને સૂર્ય જેવી કાન્તીવાલા વિદ્વાન દરેકને માન્ય તપ કરનારા અને સૂર્યના ભક્ત થયા. ૩

**प्रोचतु र्ज्ञातिमध्ये तु सूर्यभक्तिं कारिष्यथ ॥**
**वयं भास्करतो जातास्तस्माद् भानुं प्रपूजयेत् ॥ ४ ॥**

**ભાવાર્થ**—પોતાની જ્ઞાતીમાં એ બન્ને કહેવા લાગ્યા કે આપણો વંશ સૂર્યથી ઉત્પન્ન થયેલો છે માટે દરેકે સૂર્યની ભક્તિ અને પૂજા કરવી. ૪

**इत्येवं कारयामासु: सुवर्ण प्रतिमां शुभाम् ॥**
**सर्वांश्च पूजयामासु: सूर्यं सादरमीहया. ॥ ५ ॥**

**ભાવાર્થ**—એ પ્રમાણે વિચાર કરીને સોનાની સૂર્યની પ્રતિમા બનાવી દરેક તેની આદરપૂર્વક પૂજા કરવા લાગ્યા. ૫

**प्रभाते विमले तोये साभ्रमत्यास्तटेऽपिते ॥**
**कुशासनानि संस्तीर्य संध्यावन्दन तत्परा: ॥ ६ ॥**
**जपपूजादिकं कृत्वा सर्वे माध्यान्हिकीं क्रियां ॥**
**वन्हिहोमादिकंपश्चा दतिथीन् पूजयन्ति ते ॥ ७ ॥**

**ભાવાર્થ**—તે સર્વે પ્રાતઃકાલમાં સાબરમતીના નિર્મલ જલમાં સ્નાન કરી દર્ભનું આસન પાથરી પ્રાતઃસંધ્યા, દેવપૂજા, મધ્યાન્હસંધ્યા, બ્રહ્મયજ્ઞ, નિત્યતર્પણ અને વૈશ્વદેવ વિગેરે કરીને આવેલા અભ્યાગતોનું પૂજન કરતા હતા. ૬–૭

सायान्हे ते नदीतीरे जपध्यानादिसंयुताः ॥
जातमेवं रविक्षेत्रंशोभनं ब्राह्मणस्थलम् ॥ ८ ॥

**ભાવાર્થ**—તેમજ સાયંકાલે પણ નદીના કિનારા ઉપર જપ જપ, ધ્યાન વિગેરે કરતા હતા. આ પ્રમાણે બ્રાહ્મણોથી ભરપુર તે ક્ષેત્ર શોભવા લાગ્યું. ૮

एवंजाते तदाकाले दैत्यो भूतप्रणाशकः ॥
रक्ताक्ष नामतोजात श्चित्रांगदसमीपतः ॥ ९ ॥

**ભાવાર્થ**—તે ક્ષેત્રની પાસે કેટલાક દિવસ પછી પ્રાણીઓને ત્રાસ આપનાર રક્તાક્ષ નામનો રાક્ષસ ઉત્પન થયો. ૯

कदाचिन्मुनिपत्न्यस्तु समिदर्थे वनंगताः ॥
जिघांसुराक्षसस्तासां पृष्ठलग्नो बभूवह ॥ १० ॥

**ભાવાર્થ**—એક વખત મુનિની સ્ત્રીઓ સમિધીઓ લેવા માટે વનમાં ગઇ ત્યારે તે રાક્ષસ તેમને ખાવાની ઇચ્છાથી તેમની પાછલ પડ્યો. ૧૦

विह्वलाद्विजपत्न्यस्ता गतायत्रद्विजाः स्थिताः ॥
रक्षांकुरुष्व भोविप्रा राक्षसस्य भयाद्वने ॥ ११ ॥

**ભાવાર્થ**—તેથી ભય પામેલી રૂષિ પત્નીઓ જ્યાં આગળ રૂષિઓ બેઠા હતા. ત્યાં આગળ જઇને કહેવા લાગી. હે બ્રાહ્મણો આ વનમાં રાક્ષસથી હમારૂં રક્ષણ કરો. ૧૧

एवंवदन्तीनांतासां रक्ताक्षो राक्षसोबली ॥
समाजगामतत्रैव यत्र वै ब्राह्मणाःस्थिताः ॥ १२ ॥

**ભાવાર્થ**—આ પ્રમાણે સ્ત્રીઓ બ્રાહ્મણોને કહેતી હતી તેટલામાં ત્યાં આગળ મહાન બલવાન તે રાક્ષસ આવી પહોંચ્યો. ૧૨

ते हि दृष्ट्वा चतंदुष्टं जातकंपा द्विजातयः ॥
भानुशरणमान्विच्छन् स्तोत्र मूचुर्बिभीत्सवः ॥ १३ ॥

**ભાવાર્થ**—તે દુષ્ટ રાક્ષસને જોઇને ભય પામેલા તે બ્રાહ્મણો ધ્રુજવા લાગ્યા. અને સૂર્યનારાયણની સ્તુતિ કરી કહેવા લાગ્યા. ૧૩

नमस्तेतु दिवानाथ नमस्ते तिमिरार्दन ॥
नमस्ते पद्मिनीनाथ नमस्ते रविभूषण ॥ १४ ॥

**नमोनमः प्रदीप्ताय कश्यपान्वयजन्मने ॥**
**नमस्त्रैगुण्यरूपाय नमो ब्रह्मस्वरूपिणे ॥ १५ ॥**
**नमः सूर्याय धर्माय प्रभाकर नमोऽस्तुते ॥**
**नमस्ते खगमुख्याय देवदेव नमोऽस्तुते ॥ १६ ॥**

**ભાવાર્થ**—દિવસના સ્વામી, અંધકારને નાશ કરનાર કમલિનીના સ્વામી કશ્યપના વંશમાં જન્મ લેનાર સત્વરજને તમો ગુણથી વ્યાપ્ત બ્રહ્મસ્વરૂપ ધર્મસ્વરૂપ તેજસ્વી આકાશમાં મુખ્ય અને દેવોના પણ દેવ એવા હે સૂર્યનારાયણ આપને નમસ્કાર કરીએ છીએ. ૧૪-૧૫-૧૬

**वयंबालासुताः प्रोक्ता भवान्नस्मत् पितामहः ॥**
**भवतोजातजन्मानो देव त्रिभुवनेश्वर ॥ १७ ॥**

**ભાવાર્થ**—ત્રણ લોકના સ્વામી હે સૂર્યનારાયણ હમારી ઉત્પત્તિ તમારાથી છે. તમો અમારા દાદા છો. અમો બાલાના પુત્રો છીએ. ૧૭

**रक्ष रक्षजगन्नाथ राक्षसोप्यागमिष्यति ॥**
**जपभ्रष्टा वयं सर्वे राक्षसोऽतो निपात्यताम् ॥ १८ ॥**

**ભાવાર્થ**—હે જગતના સ્વામી તે રાક્ષસથી અમારૂં રક્ષણ કરો. અમારા જપ પૂજા વિગેરે કર્મમાં વિઘ્ન કરે છે માટે તેનો નાશ કરો. ૧૮

**इष्टदेवो भवान्प्रोक्तोह्यस्माकं मुनिपुंगवैः ॥**
**पितात्वं जगतांनाथो नान्यास्ति गतिरीश्वर ॥ १९ ॥**

**ભાવાર્થ**—તમો અમારા ઇષ્ટદેવ છો. એ પ્રમાણે મુનિઓએ નિર્ણય કરેલું છે, તેમજ અમારા પિતા છો. માટે હે જગતના સ્વામી તમારા શિવાય બચવાનો બીજો કોઇ પણ ઉપાય નથી. ૧૯

**सनाथाश्च वयंजाता भानोतव प्रभावतः ॥**
**पूज्यमानो द्विजातीनां राज्ञां मान्यो जगत्प्रभो ॥ २० ॥**

**ભાવાર્થ**—હે સૂર્ય તમારા પ્રભાવથી અમો સ્વામીવાળા કહેવાઇએ છીએ અને બ્રાહ્મણોને પૂજ્ય તેમજ રાજાઓને માનવા લાયક પણ આપજ છો. ૨૦

**यावज्जीवति दैत्योऽयं तावदस्मत्सुखं नहि ॥**
**पालयस्व त्रिलोकेश माविलंबं कुरुप्रभो ॥ २१ ॥**

**ભાવાર્થ**—હે સ્વામી જ્યાં સુધી આ રાક્ષસ જીવશે ત્યાં સુધી અમોને સુખ મલવાનું નથી. માટે તેનો જલદી નાશ કરી અમારૂં રક્ષણ કરો. ૨૧

सूतउवाच—

**इत्येवंस्तुवतां तेषां प्रसन्नः काश्यपात्मजः ॥**
**सोमदत्तस्य भक्त्याच शेषदत्तस्य भास्करः ॥ २२ ॥**

**ભાવાર્થ**—સૂતપુરાણિ કહે છે. એ પ્રમાણે સોમદત્ત ને શેષદત્તની સ્તુતિ સાંભળી ને સૂર્યનારાયણ પ્રસન્ન થયા. ૨૨

**प्रादुरासी द्विजश्रेष्ठा रथारूढश्च भास्करः ॥**
**तेजोमयं तदाजातं बालानगरमेत्रच ॥ २३ ॥**

**ભાવાર્થ**—સૂર્યનારાયણ પોતાના રથમાં બેસી ત્યાં આગળ પ્રકટ થયા. તે વખતે બાલાપુર તેજથી ભરપૂર શોભવા લાગ્યું. ૨૩

**तेजसा दुःसहेनापि राक्षसो बलदर्पितः ॥**
**भस्मीबभूव तत्राशु पश्यतां वै द्विजन्मनाम् ॥ २४ ॥**

**ભાવાર્થ**—સૂર્યનારાયણના ઉગ્ર તેજથી મહાન ગર્વિષ્ઠ તે રાક્ષસ તેજ વખતે ત્યાં આગળ બ્રાહ્મણોના દેખતાંજ ભસ્મ થઇ ગયો. ૨૪

**प्रसन्नाश्च द्विजाः सर्वे प्रसन्ना विप्रयोषितः ॥**
**प्रसन्नः सोमदत्तश्च प्रार्थयामास सादरम् ॥ २५ ॥**

**ભાવાર્થ**—રાક્ષસનો નાશ થવાથી તે દરેક બ્રાહ્મણો અને તેમની સ્રીઓ પ્રસન્ન થઇ. તેમજ સોમદત્ત પણ પ્રસન્ન થઇ સ્તુતિ કરવા લાગ્યા. ૨૫

सोमदत्तउवाच—

**प्रभावस्ते महादेवकोजानाति सुरेश्वर ॥**
**नित्यमेव सुराधीश समागन्तव्यमेव च ॥ २६ ॥**

**ભાવાર્થ**—સોમદત્ત કહે છે. હે દેવોના સ્વામી સૂર્યનારાયણ, આપના પ્રભાવને કોઇ પણ જાણી શકે તેમ નથી. હમ્મેશાં આપે અહિં આવી દર્શન આપવું. ૨૬

**अहंपूजां करिष्यामि मध्यान्हे मे मनोरथम् ॥**
**परिपूर्णं कुरुष्वत्वं एतन्मेहृदि वर्तते ॥ २७ ॥**

**ભાવાર્થ**—હું આપની બપોરના વખતમાં પૂજા કરીશ. અને આપ મારા મનોરથને પૂર્ણ કરો એવી મારી ઇચ્છા છે. ૨૭

